





ૐ

શ્રી હરી.

સદગુણી

# કમળા ગૌરી

# નાટકનાં ગાયનો.

રચી પ્રસિદ્ધ કરનાર

રા. મુળશંકર પ્રભુરામ હરીભકત.

મુકામ--ઉનાવા પોષ્ટ--ઉંઝા

સંવત ૧૯૬૩ અસાડી શ્રાવણ સુદ ૧

કીમત ત્રણ આના.





શ્રી કેશરીયાજી પ્રીન્ટિંગ પ્રેસ—અમદાવાદ.

શ્રી હરી

સદ્દગુણી

# કમળા ગૌરી

## નાટકનાં ગાયનો.

રચનાર

રા. મુળશંકર પરભુરામ હરીભક્ત.

મુ. ઉનાવા.

અમદાવાદમાં ઘીકાંટે
શા. સોમચંદ કેશવલાલે પોતાના
ધી ચંદ્રપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યાં.

પ્રત ૧૦૦૦ સંવત ૧૯૬૩

અસાડી શ્રાવણ સુદ ૧

કિંમત રૂ. ૦—૩—૦ પાઇ.

# કમળા ગૌરી નાટકનો ટુંક સાર



**લક્ષ્મીપુર**—આરંભમાં સરવે પાત્રો પ્રભુ સ્તુતી કરેછે

**કમળાગૌરી**—લક્ષ્મીપુરના રાજ્ય ગોર દેવદત્ત શર્માની દીકરી તેનું લગ્ન કાન્તીપુરના વિપ્ર સત્યાનંદના પુત્ર ગૌતમ સાથે બાલ્યાવસ્થામાં થવાથી દંપતી એક મેકને ઓળખતાં નથી

**ગૌતમ**—કાન્તીપુરના વિપ્ર સત્યાનંદને ત્યાં જનમેલો તેનાં મા બાપ નાની વયમાં મરણ પામવાથી કાકા સ્વારથીરામે થોડાક દીવસ રાખી કાઢી મુકયો તે રખડતો રખડતો લક્ષ્મીપુર આવે છે ત્યાં દેવદત્તશર્મા કંઇક પિછાણ પડવાથી તથા પોતાને પુત્ર નહીં હોવાથી પોતાને ઘેર તેડી લાવે છે અને ગૌતમને ખુબ વિદ્યા ભણાવેછે કમળા તથા ગૌતમ સાથે અભ્યાસ કરે છે અને ભાંડુ ભાવથી વર્તેછે પોતાને પ્રભુ સ્હાયથી પુત્ર તરીકે રાખ્યો તે માટે ગૌતમ પ્રભુ સ્તુતી કરે છે

**દયારામ**
**મંગળિયો**
**રૂપાળી**



મસ્કરા વિપ્ર ચાલુ જમાનાની વિપ્ર રૂઢીનું ફારસ કરિ સભા રંજન કરેછે

**કામસિંહ**—લક્ષ્મીપુરનો રાજા તે શાન્તીપુરનો રાજા મદનસિંહ ખંડણીને માટે આનાકાની કરતો હોવાથી લસ્કર મોકલવાને બદલે પ્રધાન સુમતીની સલાહથી સમજાવી ખંડણી લાવવા રાજ્ય ગોર દેવદત્તશર્મા તથા બીજા કેટલાક એક સ્વારોને મોકલે છે દેવ દત્તશર્માના બદલામાં ગૌતમ રાજ મહેલમાં રામ કથા કરવા

જાયછે તેની સાથે કમળા પણ જાય છે રાજા કામસીંહ કમળા ગૌરી ઉપર મોહીત થાયછે. કામથી વ્યાકુળ થયેલો નૃપતી કમળા ને મળવા કારણો શોધે છે. દેવદત્તશર્મા મદનસીંહને સમજાવી ખંડણી લઇ આવે છે તેની ખુશાલીમાં નગ્ર ઉજાણી કાઢે છે તે દીવસે સાંઝે કમળાને દેવદત્તશર્માના શ્રમના બદલામાં ઉમાંસર પહેરાવવા તેડાવે છે કમળા તથા દેવદત્ત કામસીંહને નીચ હેતું સમજે છે પણ શું કરવું ડરને લીધે. કમળાને મોકલે છે પણ ગૌતમ ને સાથે મોકલેછે કમળા રાજ્ય મેહેલના મેડા ઉપર ચઢે છે પણ ગૌતમને રાજ્ય દુત અટકાવે છે ગૌતમ રાજાનો ચેહેરો જોઇ વ્હેમાયછે કમળા ઉપર જઇ પ્રણામ કરી પિતાશ્રી કહી ઉભી રહેછે કામસીંહ મદન રૂપી દુષ્ટ ઝેરથી કમળાની શુધ્ધ વૃતી પારખી શકતો નથી તેથી પ્રિયા કહી બોલાવેછે પરંતુ કમળાના સાચા શીયળવ્રત આગળ કામસીંહની દુષ્ટતા પાર પડતી નથી પોતાના શરીરને મદન અંધરાજા હાથ અડકાડશે એમ જોતાં તિક્ષણ વચન પ્રહારથી શ્રાપ દેવાનો તથા આત્મઘાત કરવા ભય બતાવેછે ત્યાં કુમુદા સુંદરી આવી ચઢેછે કમળાનું શીયળ સચવાય છે કામસિંહ. કમળા તથા કુમુદાની માફી માગેછે અને પુત્રી તરીકે ઉમાંસર પહેરાવે છે. કમળાગૌરી કુમુદાસુંદરીને પુત્ર થવાનો આશીરવાદ દેછે કામસીંહ હવેથી કોઇ વખત દુષ્ટ કર્મ નહીં કરવા પ્રતિજ્ઞાલેછે. ગૌતમ વ્હેમથી કમળાની સાથે નહીં બેસતાં જુદોજ અભ્યાસ કરેછે. દેવદત્તશર્મા. વખતે ગૌતમ પોતેજ જામાત્ર હોયતો. બન્ને વચ્ચે વ્હેમના બીયાથી અણુબનાવનું વૃક્ષ ઉગશે એમ ધારી ગૌતમ પંડીતના આગ્રહથી પોતાના નગ્રમાં જવા રજા આપેછે પાછળથી સ્વારથીરામ

ના સીરનામે પત્ર લખી પોતાની પુત્રીનું આણુ કરવા વિનવે છે. સ્વારથીરામ ગૌતમને તેડી લક્ષ્મીપુર આવેછે. ત્યાં ભાગીરથી તથા દેવદત્ત ધારેલી ધારણા સફળ થઇ સમજી અતી હર્ષીત થાયછે કમળાને કાન્તીપુર તેડી જાયછે પણ દંપતીના સુખમાં વ્હેમરૂપી ડુંગર આવી પડેછે ગૌતમ કમળાનું રાંધેલું ન જમતાં સ્વયંપાક કરી જમે છે. પોતાના પતીની આ પ્રમાણે વર્તણુકથી કમળા દુઃખી થઇ પીયર જાય છે પાછી આવે છે. પણ ગૌતમ બીલકુલ બોલાવતાજ નથી અને બારણા આગળ બેસી રહેછે આ પ્રમાણે પતિ સુખી નહીં થાય અને હુ પણ નહી થાઉ એમ ધારી કમળા પોતાના બાપના નામથી એક પત્ર લખી કોઇ માણસને આપી પંડીતના હાથમાં આપવા ફરમાવે છે પંડીત પત્રવાંચી કમળાને પીયર જવા કહે છે અને કામસીંહનું મ્હેણું દેછે શીયળવંતી કમળા ગ્રહ બ્હાર નીકળી વારાંગનાનો વેષ પ્હેરી કાન્તીપુરમાં બીજે દરવાજે જઇ એક મકાન ભાડે લઇ રામકથા કરેછે ત્યાં પોતાની જોડે એક ઉચુ આસન બનાવે છે તે ઉપર પંડીતને બેસવાનું ઠરાવેછે. સુંદર વાદ્ય ઉપર કથા તથા સુંદર અવાજ એથી સભા બહુજ રંજન થાયછે અને દરરોજ પુષ્કળ પઇસા એકઠા થાયછે. તેમાંથી બ્રાહ્મણોને દાન આપેછે તથા ગરીબોને અનાજ અપાવે છે આખા ગામમાં વાર્તા ફેલાવાથી વારાંગના નથી પણ આ કોઇ દેવીછે એમ સજ્જનોની ધારણા રહેછે પંડીતને કાને આ પ્રમાણે વાત આવવાથી તેઓ પણ જાયછેવારાંગના વેષે કમળાએ પોશાક સાથે લલાટમાં હીરો રાખવાથી પંડીત ઓળખી શકતા નથી આ કોઇ ભકતીવંત સ્ત્રી છે વારાંગના નથી એમ ગણીલેછે પંડીતને દેખી પોતાથી ઉંચા આ-

સન ઉપર તેઓને પુરા આદરથી બેસાડે છે દરરોજ બ્રાહ્મણોને આપતાં જે વધેછે તે પંડીતને આપીદેછે પંડીત પોતાને સભામાં વધુ માન મળતું હોવાથી દરરોજ આનંદથી કથામાં જાયછે શ્રોતાઓ કમળાની શુદ્ધ વાણીથી આનંદ પામે છે કથા સમાપ્ત થતાં બ્રાહ્મણોને જમાડવા સીધાં વગેરે આપવાનું કામ ગૌતમ પંડીતને સોંપી દેછે બીજે દીવસે જમવા માટે પંડીત એકલાને આમંત્રણ કરેછે પંડીતનો થાળ રસોઇઆ પાસે પીરસાવી રસોઇઆને વિદાય કરેછે. પંડીત અડધું જમેછે ત્યાં કમળા પોતે હાથ જોડી વિનંતી કરી કહેછે કે હુ બ્રાહ્મણની પુત્રીછુ મને શ્રાપ થયોછે માટે મારા હસ્તથી બે ગ્રાસ જમી મારો શ્રાપ મટાડો પણ પંડીત વારાંગના વેષે કમળા છે એમ ઓળખાણતા નહીં હોવાથી આના કાની કરેછે પણ શ્રી હરીના સોગન દેવાથી તથા રીદ્ધી સીદ્ધી અર્પણકરવાથી માની. બે ગ્રાસ કમળાના હાથથી જમેછે. ત્યાંથી ચાલી નીકળી કમળા પોતાને સાસરે આવેછે પણ પંડીત ગયેલી દુર્બુધ્ધા પાછી આવી જાણી પાછા અસલ સ્થીતી યાદ કરે છે કેટલાક દીવસ રાહ જોઇ કમળા સરીતા ઉપરથી જળભરી વાત સાંભળી હોય તેમ ધુમવાતી વારાંગનાની સાથે ભોજન કરી ભ્રષ્ટ થયાની વાત જણાવી અહાવા સ્વામી સાથે નહી રહેતાં પીયર જઇ આતમઘાત કરવા બડબડેછે. પોટકુ લઇ પંડીતના ઘરમાંથી નીકળેછે પણ આવાત સત્યમાની ગૌતમ કમળાને જતી અટકાવે છે પણ કમળા નહી માનતાં ચાલવા માંડે છે પરાજય પામેલો પતી પોતે ભ્રષ્ટ થયો નથી એમ જણાવી પાછળથી સાડી પકડી રોકેછે. કમળાને સમજાવી જમવા માટે આગ્રહ કરતાં મીઠાઇનો થાળ લાવી તેમાં બન્ને જણુ જમે છે

બીજે દીવસે મેં પોતેજ વારાંગનાનો વેષધરી તમોને રીઝવ્યા છે એમ કમળા જણાવેછે પણ પંડીત માનતા નથી ત્યારે સ્વાંગ ધરી તેજ માફક કરી બતાવેછે પંડીત કબુલ કરછે અને પોતાની પત્ની સદ્‌ગુણી છે એમ ગણી વ્હેમ દુર કરેછે

**કુમુદાસુંદરી**—કામસીહની મુખ્યરાણી તેનો ભાવ કમળાગૌરી ઉપર મુળથીજ વિશેશ હતો તેમાં વળી પુત્ર પ્રસવવાથી વધારે વધ્યો તેથી પોતાના પતીની સલાહ લઇ પુત્રી તુલ્ય કમળાગૌરી તથા ગૌતમ પંડીતને કાન્તીપુર પત્ર લખેછે અને પુત્રનો પારણુ બાંધવાનો વિધી કરવા તુરત પધારવા વિનંતી કરેછે દંપતી લક્ષ્મીપુર જાયછે ત્યાં ભાગીરથી કમળાની માતા કામસિંહના ત્યાંથી તેડવા આવેલી ગાડીમાં પુત્રી જમાઇને લઇ જાયછે ત્યાં રાજા કામસીંહની સદ્‌ગુણીરાણીઓ પોતાનાં પુત્રી જમાઇ તુલ્ય ગણી સન્માન આપેછે રાજા કામસીંહ કમળાને બેન કહી વાત્સલ્ય બતાવી પંડીતને સન્માન આપી લઇ જાય છે.

| | |
|---|---|
| **તારાસુંદરી**<br>**કુમુદાસુંદરી**<br>**ભાગીરથી**<br>**નયનતારા**<br>**કમળા** | પારણું બાંધે છે અને કુંવરશ્રીને સુવાડી કમળાપાસે હીંચોળાવે છે પારણું બાંધવાનો વીધી પુરો થતાં દેવી મંદીરમાં સઘળી સુંદરીઓ પુજાપો લઇ જાય છે ત્યાં આનંદથી ગાય છે અને પુજા કરે છે પુજા |

વીધી પુરો થતાં કામસીંહનું કચેરીમંડળ માતાને નમન કરે છે અને કામસીંહ પોતે માતાજી આગળ પોતાની સદ્દ્‌વૃતી ન બદલાય એવી અરજ કરે છે. પ્રથમ કમળા પ્રત્યે ચલાવેલી ગેરવર્તણુકમાં શ્રીહરીએ બચાવ્યા તેને માટે પ્રભુની માફ માગે છે.

અને કમળા પ્રત્યે માફ માગી પોતાને ધિક્કાર આપે છે. રાજાએ પોતાની પરીવારી રંક પ્રજા પ્રત્યે કેવા ભાવથી તથા કેવી વર્તણુકથી વર્તવું તેનું વિવેચન કરે છે અને પોતે કરેલા પાપની માફી માટે ઇશ્વર આરાધના કરે છે અને આ સંસારમાં પુરૂષનું એક પત્નીવ્રત અને સ્ત્રીઓનું શીયળવ્રત એજ મનુષ્ય દેહનું ઉત્તમ સાર્થક છે અને એજ મોક્ષનો અભય પરમ માર્ગ છે. એમ જણાવે છે.

**સર્વ પાત્રો**—પ્રભુ સ્તુતી કરી પતીવ્રતા સદ્‌ગુણી કમળાગૌરીનો વિજય બતાવી ખેલ પુરો કરે છે.

સંક્ષિપ્ત સાર સંપુર્ણ.

**કર્તા. રા. સુ. પ્ર. ઉનાવા.**



## પાત્રો.

**લક્ષ્મીપુર**—એક નગર કમળાની જન્મભુમી.

**કમળાગૌરી**—દેવદત્ત શર્માની દીકરી

**ગૌતમ પંડીત**—કમળાનો પતી કાન્તીપુરના વિપ્ર સત્યાનંદનો પુત્ર.

**દેવદત્ત**—લક્ષમીપુરના રાજ્યગોર.

**ભાગીરથી**—કમળાની માતુશ્રી.

**નયન**
**વિજયા**
**જયંત**
**મણી**
**હીરા**
—કમળાની સખીઓ.

**સ્વારથીરામ**—ગૌતમના કાકા.

**કામસીંહ**—લક્ષ્મીપુરના રાજા.

**સુમતી**—પ્રધાન.

**કુમુદ્દાસુંદરી**
**તારામતી**
**મધુરમણી**
**ચંદ્રાગૌરી**
—કામસીંહની રાણીયો.

**શાન્તીપુર**—એક નગ્ર.

**કાન્તીપુર**—એક નગ્ર ગૌતમની જન્મભુમીનું સ્થાન.

**મદનસીંહ**—શાન્તીપુરનો દામસીંહનો ખંડીયો રાજા.

**દયારામ**—એક મશ્કરો વિપ્ર.

**મંગળિયો**—દયારામનો છોકરો.

**રૂપાળી**—દયારામની સ્ત્રી.

**નટુમક્ષુવસંત**—દુષ્ટ વિચારના યુવકો.

| | |
|---|---|
| શાન્તીરામ<br>મુક્તાનંદ<br>વીદ્યારામ | વગેરે કાન્તીપુરના વિપ્રો. |
| દાસીઓ<br>અપછરાઓ<br>નોકરો | વગેરે—બીજા પાત્રો. |



# કમળાગૌરી

## નાટકનાં ગાયનો

૧

### મંગળા ચરણ

સર્વપાત્રો— હરનર્મદ—એ રાહ

જય જય જય જય વિભુ જગતપતી
ભકત કૃપા નિધી ભવ ભય મોચન
કો થી કળાય ન આપકૃતી— જય
ત્રીવિધી ટાળક દોષ વિદારક
અજરામર તુજ અકળગતી— જય
કરૂણાળુ દિન બંધુ સદા સુખ કર કૃપા સિંધુ તમે
કરિયે કૃપા અમ દાસપર સંકટ અમારાં સૌ શમે
કાપી કુમતી પ્રભૂ દો સુમતી— જય

૨

દયારામ— રાગ ધર્મરાય સમ કોન ધરામાં

બ્રાહ્મણ કુળમાં જન્મ ધરીને
પેટ ભરી ખાઊં લાડુ
પાછળ બરફી શેર બશેરના
સુખેથી ભુકા કાઢું

તોપણુ આ તન જીર્ણુ રહે છે
નથી થતુ જરિયે જાડુ

**મંગળીયો**—લેપ કરો લાડુનો તનપર
તો થાયે તેથી ધાડું
અહાલાડુ, હાયલાડુ બાપાલાડુ

**દયારામ**.................................. ...બ્રાહ્મણ

૪

**સુમતીપ્રધાન**— શીખરણી

અસંતોષી વિપ્રો તમ સમ વસે આ અવનિમાં
ધરાયા ભુખ્યા છે નવ કદિ દિસે તે તણી સિમા
જમીને જોતાંમાં વળિપણ બહુ જાયજ ઘગી
નહી ધંધો કાંઇ દિન નિરગમે ભૂ મહિં ભગી
ઠીક છે મહારાજ કાલે આવજો તમને જમવા મળશે

**મંગળીયો**— હેં મ્હારાજ હેં મ્હારાજ હેં મ્હારાજ

**દયારામ**—ક્યારે આવુ રાજા જરા મને કહો સરકાર કારણકે દશ વાગ્યા કેડે તો હુ ભાંગ પીને સુઇ રહુંસ્તુ તેથી મને કપડાનું પણુ ભાન રહેતુ નથી રૂપાળી મંગળીયાની બા સારી છે કે મને જરા એક બે ધીમા ધીમા ધોકા લગાવે છે કે હુ ઝબ જાગુંસ્તુ અલ્યા મંગળિયા રૂપાળી બા આવ્યાં કે

**મંગળીયો**—(દયારામના મોઢા ઉપર મંગળિયો લપડાક મારેછે) બાપા તમારાથી બા કહેવાય કે

**દયારામ**—હા અલ્યા હા હુ ભૂલ્યો માશી કહેવાય

**મંગળીયો**--હુએ પરણીશ એટલે માશોબા એગ કહીશ કેમબાપા.

**દયારામ**--હુ અને તુ બે ભૂલ્યા એતો વહુ થાય વહુ

**મંગળીયો**--હજુ રાજાતો ન આવ્યો (સુમતી પ્રત્યે) કાકા રાજો કેવારે આવશે મારે જોવો છે.

**દયારામ**--મારો દીકરો હુશીઆર પાકયો પછી ખાશે ધુળ ઢુ કારા ન દીજીએ મારા કાકા ન દીજીએ.

**મંગળીયો**--બાપા બાપા. હુતો માસીની બેનને પરણીશ કેમ ઠીકને.

**દયારામ**--અલ્યા ભૂલ્યો ભૂલ્યો એ તો તારી બા

**મંગળીયો**--એતો બા તમારી તમારી

**દયારામ**--કાકા પ્રધાનજી આ છોકરાનો જનમ અઢાર મહીના અને પાંચ દહાડે થયો છે અને વળી કાળી ચૌદશ આદીતવાર અને વેંછુડામાં પછી હુશીઆર હોય કે નહીં.

**સુમતી**--ત્યારે તો શી ભૂલ હોય પછી

**દયારામ**--મારો હાહરો ઉસ્તાદ દેખાય છે

**પ્રધાન**--તમને પણ ધન્યછે કે છોકરાને સાસરો કહોછો

**મંગળિયો**--બાપા બાપા આપણી બા બોલાવે

**દયારામ**--અલ્યા બાતે તારી કે મારી

**મંગળિયો**--આપણી સૈયારી સૈયારી

**રૂપાળી**--મારા રડયા એમ કહેવાયકે કોઇતો નવ મહીના રાખે અને મેંતો અઢાર મહીના રાખ્યો છે તો જરાકતો ઠીક બોલ

**દયારામ**--હા તુ ઠીક આવી નહીતો તારો અઢારિયો મને મારી નાંખત જોને બે ચાર લપડાક મુકી છે

**મંગળિયો**--બાપા બાપા દરબાર આવ્યા બા તુ જતી રહે નીકર કોક તને લઇ જશે

**રૂપાળી**--મારા રોયા એમ ન બોલાય કોક લઇ જાયને તારા બાપની બાયડીને અરે ભૂલી ભૂલી.

**કામસીંહ**--પ્રધાનજી વારાંગનાઓને બોલાવો

**સુમતી**--જહાંપનાહ તેઓ હાજરજ છે

**વારાંગનાઓ**-- મેંતો શાજાદેકુ ઢુંઢન

સબ સખીયન મિલ પ્રભૂ સ્મરન કરો
સ્મરન કરો પ્રભુ સ્મરન કરો— સબ
રૂમઝુમ છુમ છુમ તાલ બજાવી
નમિ નમિ સ્નેહકી નજર કરો— સબ
કૃષ્ન ચંદ્ર એહી પ્રાનસેં પ્યારા
નિશ દિન ઉરમેં ધ્યાન ધરો સબ
તન મન ધન સબ અર્પન કરકે
કૃષ્ન કૃષ્ન મુખ ગાન કરો સબ

**કામસિંહ**--વાહ વાહ પ્રધાનજી આ એકજ ગાયનથી મારૂ દીલ રંજન કીધુ છે તો તેના બદલામાં આ વારાંગનાઓને સો મહોર બક્ષીસ આપો

૫

**દયારામ**-- અપાર અપાર મારા પ્યારા—એ રાહ

જોને મંગળિયા દરબારમાં ગુણકાનું માન
જોતે જોતે પગ છન છન કરીને
ભૂલાવ્યું રાજાનું ભાન..............કુદ અલ્યા

સો મ્હોર લેઇ ચાલી ગઇ આ
આપણુ બની ગયા હેવાન-- જોને

**કામસિંહ**--વારૂ પ્રધાનજી આ મહારાજને પણુ પાકાં સીધાં અને દક્ષણુાની એક સોના મહોર આપો

**દયારામ**--વાહરે મંગળિયા ખોયુ હવે તારૂ ભાગ્ય ખાન પાન કરશુ ભાંગ ચઢાવશું

**મંગળિયો**--ગાન તાન કરશું મોજ ઉડાવશું

**દયારામ**-- ઘરબાર કરીશું હરાજ--વાહરે
તારો બાને એક રાણી બનાવશું

**મંગળિયો**--આપણે એ પછી રાજા થઇશું

**દયારામ**--વાહ વાહ વાહ દિકરા વાહ--વાહરે

**મંગળિયો**--હા હા હા બાપા હા પછી તમે મને બાપા કહેજો હોકે

**દેવદત્ત**--અલ્યા ભાઇ તુ કોણુ છે અને અહીં કેમ રખડે છે તારૂ ગામ કયુ તારૂ નામ શું છે અમારે ત્યાં આવીશ ચાલ તને ત્યાં ખાવા પીવા મળશે

**છોકરો**--મારૂ ગામ હુ જાણુતો નથી પણુ પાંચ વરસ પહેલાં ની વાત તમોને હુ કહુછું તે સાંભળો મારાં મા બાપ વ્હેલાં મરી ગયાં છે મને મારો કાકો રાખતા તેમણે થોડા દીવસ રાખી કાઢી મુકયો છે તેઓ મને ગોતા કહી બોલાવતા તમારે ત્યાં હુ રહેવા ખુશીછું ખાવા પીવા આપજો હુ બ્રાહ્મણુનો છોકરો છું.

**દેવદત્તશર્મા**—(મનમાં) ચેહેરો જોતાં જમાઇ જેવો લાગે છે પણ નક્કી ન કહેવાય હશે હમણાં ન ઓળખાય તેમ ઠીક છે ચાલ બાઇ ( ભાગીરથી પ્રત્યે )

૬

રાગ- કરી ભુલ પિતાએ--એ રાહ

પ્રિયા મ્હેર પ્રભૂએ કીધી પુર્ણ આજેરે (૨)
ચિન્હ જણાયે જમાત્ર કેરાં
કહેવાયે કયમ પ્હેલો પિછાણ્યા વિનાતેરે- પ્રિયા
વ્હાલી પૂત્રી કમળા સાથે
ભણાવિશું પ્રિયા પુરા પ્યારે તેનેરે— પ્રિયા

**ભાગીરથી**—વ્હાલા સ્વામિ વધ્યો હર્ષ પેખી પુત્ર સારોરે (૨)
આનંદિ દીસે વદન રૂપાળું
વિદ્યા ભણાવી વ્હાલા દિલે હોંશ ધારોરે-વ્હાલા

**ગૌતમ**-- ખરાં માત તાત આજે મુને સાંપડયાં રે (૨)
એ વિણુ કોણુ આવું ગ્હાસ વધારે--
દીન દયાળુ સ્હાયથી આવીજ મળ્યાંરે-- ખરાં
કમળા સાથે સદગુણ ધારી
શુદ્ધ ભાવે વર્તુ પુર્ણ ભાગ્ય ફળ્યાંરે-- ખરાં

૭

## શિખરિણી.

**દેવદત્ત**—સુખે વાસી આંહી ભય સહુ હરોનીજ મનનો
અમો સૂતા સંગે ભણી ગણી રૂડા પંડિત બનો
પુરા ભાગ્યે પામ્યા તમ સમ ગુણી વારસ અમો
ગણી માબાપોનું સુત સમ કરો શ્રેયજ તમો

૮

ગૌતમ--      કોઇ હાલ કહોજાકે-      એરાહ્

પ્રભૂ સ્હાય કિધી મ્હારી જાઉ તુજપર બલિહારી- પ્રભૂ
નાની વયમાં માતુ પિતાનું મર્ણુ થયુ દુઃખકાર
જેથી કષ્ટ તણો ન શુમાર ન સૂખ લગાર
મળ્યુ તલભાર..............................પ્રભૂ
કાકાએ ઘરબાર લઇને કાઢી મુકયો બ્હાર
વિના મ્હેર તમો કરતાર કરે કોણુ વ્હાર
નહીં આધાર..............................પ્રભૂ
સંકટ દોરી શ્રી હરી કાપી ઉતાર્યો દુઃખપાર
તમો સેવકના સુખકાર અભર ભરનાર
શ્રી જગદા ધાર.............................. પ્રભુ
શાસ્ત્ર તણો અભ્યાસ કર્યાનો અવસર આવ્યો આજ
તાર્યુ દુઃખ દરિયેથી ઝાઝ પ્રભુ મહારાજ
રાખી અમલાજ..............................પ્રભુ

૯

ગીતી

કામસીંહ-સચીવ સુમતી શાણુા મદનસીંહની ખંડણી માટે
રાજય ગોર મોકલવા શાન્તીપુર જાસૂસ અવર સાટે
ઘટે તેમ સમજાવી બિન તકરારે જે તે લઇ આવે
ત્યારે સાથે લઇને શિઘ્ર કહો શાન્તી પુર સીધાવે

૧૦

ગીતી

સુમતીપ્રધાન–શાન્તી પુર પધારો આજ્ઞા રાજનની થઇ છે એવી
રાજ્ય ઓર મોકલવા માટે અમપર કૃપા કરી લેવી!
આપ વિના નવ બનશે સમાધાનીથી અર્થ ગ્રહી લેવો
તેથી આ સોંપ્યુ છે અન્ય નથી કો અગ્રમતી એવો

૧૧

ડુબ્યો આજ તાપ વિલાપમાં––એ રાહ

દેવદત્તશર્મા— અહો શું વદોછો સચીવજી
એમાં શું કપાક રવી હતી
સમજાવીને શુદ્ધ વાણિથી
અંધ ચક્ષુઓ ઉઘડાવિને
જેમાં વખ્ત નાવે લડાઇનો
એવી હુ બતાવુ રૂડી મતી– અહો
તે વિષે રહો બેફિકર થઇ
જાઉછું ખરે જલ્દી તહીં
સ્વારો દિયો મુજ સંગમાં
લઇ આવિએ બનતી કતી– અહો

૧૨

દેવદત્તશર્મા– રાગ– ધર્મ રાય સમ કોન ધરામાં
જરૂરી કામ માટે હુ જાઉ ગૌતમ કમળા સાથ તમે
જાઓ કથા કરવા દરબારે હરનિશ બે વાગ્યા સમયે

સ્વર રૂડે સદબોધ કરીને સભા દીલ રંજન કરવાં
એજ વિપ્રનું કૃત્ય ધરામાં સદગુણ રૂપ ભુષણ ધરવાં
માતુ સમાન કુમુદા બાને પ્રણામ બેન જઈ કરજે
ગૌતમ પંડિત સંગે શાણી સઘ તમે પાછાં ફરજે
શાન્તિપુર જઈ દશ દિન માંહી શિઘ્ર અહી શાણા આવું
ત્યાં સુધી શુભ કાર્ય બજાવો સમજુને વધુ શું કહાવું

૧૩

ગૌતમ—આજ્ઞા શીર ચઢાવિને ગુરૂ આપની
પ્રીતીથી કરશુ કથા સ્વર ગાપની
સાથેલે કમળા સુપુસ્તક આવશે
સુખેથા વિચરી રૂડુ સરવે થશે

૧૪

શાર્દૂલ વિક્રીડીત છંદ

પ્રીતેથી કમળા તમે કરગ્રહો પ્યારાં કથા પુસ્તકો
આજ્ઞા થૈ નિજ તાતની ફરજતે પાળે ગુણી બાળકો
સીતા સ્યામ અને રૂડા ભરતના પ્રીતી ગુણો ગાઇએ
શ્રોતાઓ સમિપે કથા કરિ રૂડી આનંદથી આવિયે

૧૫

કમળા— લાવ્ય સખી એને— એ રાહ

તાત હુકમથી સાથ હુ આવુ
આપ કહોતે હુ કામ બજાવું...............તાત
સદગુણી શાણા પંડિત પુરા
પોથી ગ્રહી પુંઠે પુંઠે સિધાવું...............તાત

કરજ સુતાની તાત સમીપે
એજ પ્રમાણે હુ શીર ચઢાવુ          તાત૦
શ્રી હરિના ગૂણ ગાવા સમુંશું
કાર્ય અવર શુભ શોધી બતાવું          તાત૦

**કામસીંહ--**          ગજલ--૧૬

કથા રૂડી સુણી આજે તથાપી દીલ નારાજે
રમા પેખી રૂપાળી આ મુકયો આનંદ ટાળી આ
અરે આ સ્વર્ગની હૂરી અરે કે આપડી સૂરી
નથી નિર્ખી રહેવાતું નહિં આ કષ્ટ રહેવાતું
પ્રિયા આ કોણ છે નારી..............

**કુમુદાસુંદરી--**..............ગુરૂ પુત્રી નહીં નારી
સુતા શાણી સદાધારી ગણી લ્યો પુત્રીથી પ્યારી.

**કામસીંહ--**          ૧૭.

આ સ્વરૂપા સુંદરી તે કો તણે નસિબે લખી
રંભાથી રૂપે રૂપાળી કો તણે નસીબે લખી
કામદેવ પ્રિયા રતીશું          કો તણે૦
જોઇ મેં નયને નિહાળી          કો તણે૦
હું પતીને તું રતી કહે          કો તણે૦
આવ તું ભેટી મુને લે          કો તણે૦
તું છે શાણી હું હઠિલો          કો તણે૦
તું પ્રમદા હું પ્રેમ ઘેલો          કો તણે૦
કો અધરનું પાન કરશે          કો તણે૦
કો પતીની પ્રાણ હરશે          કો તણે૦
કેમ નાસે સુંદરી તું          કો તણે૦

હું વિના કોને વરે તું  કો તણે૦

**દેખ્યા ભાઇ દુઃખના દહાડા—એ રાહ—૧૮**

અરે એને કયાં હવે પેખું હું અરે એને કયાં હવે પેખું
આવ્યું અરે શું સ્વપ્ન મુજ હૃદયે સુનયના રમી રહી હી હી
સ્વપ્નેથી પામ્યા લાખ તે કોડી હવે કરમાં નહીં  અરે૦
કેયે મળે કમળા કુડી ઓથે રહી લલચાવતી હી હી
છોડાવી કર કરી રીસ તે સ્વપ્ને થકી રહી છે જતી  અરે૦
પંડીત આવ્યા ખંડણી લઈ એ ખુશીબાનું ખરૂં હું હું
આજ્ઞા સચીવને હું દઇ તદબીર કેવી આદરૂં  અરે૦
જન સર્વ ઊજાણી કરે ખૂશી નિમિ તે તે કરો હો હો
પંડીતને શ્રમ માટ કમળાને ઉમાંસર ઉર ધરો  અરે૦

**शार्दूल विक्रिडीत वृत. १९**

**घंद्र श्चंडकरायते मृदुगतो वातोपिवज्रायते**
**माल्यं सूचिकुलायते मलयजा लेपस्फुलिंगायते**
**रात्री कल्पशतायते विधिवशातप्राणोपिमाशयते**
**हाहन्तःममदाःवियोग समयःसंहार कालायते**

**રાગ—કંઇ ચેટક લગાડી રસીલી,—૨૦**

કર્યો ઘેલો મુને તેં રસીલી
સ્વપ્નામાં થઇને હઠીલી,  કર્યો૦
રાજ ભલે લે લક્ષ્મી ભલે લે
ઊરે તું મારે વસીલી.  કર્યો૦
પ્યારી કરી હું તને બેસાડું

પ્રેમી હું તુ છે છબીલી કર્યો૦
તું મારી પ્રાણને હું તારો પ્યારો
થાને હવે તું પ્રેમીલી કર્યો૦
વિયોગે તારા વ્હાલી ન લાગે
રજની અજવાળી ખીલેલી કર્યો૦

**દેવદત્તશર્મા--** **સોરઠા--૨૧**

અર્થે અહીં સમજાય મતી ભ્રષ્ટ રાજન થઈ
તેડું આવ્યું ત્યાંય કરવું શું શ્રી હરી હવે
આ વખતે ઉદ્ધાર સેવક રંક ગણી પ્રભૂ
તુજ વિણ જગદાધાર કોણ હવે ઊગારશે

**રાગ—આવ્યોરે પ્યારી દીલ્હી થકી**

બેનીરે જાઓ તેડું આવ્યું દરબાર
આપે ઉમાંસર એ છે ઉઘાડું
ભેદ દિસે દુ:ખકાર બેનીરે
શ્રી હરી સાચવે શીયળ તારૂં
સૃષ્ટી તણા કરતાર બેનીરે

**કમળા--** **વ્હાલો લાગે વિનય વિચીક્ષણ**
પિતાજી ત્યાં કેમ જવાયે

**દેવદત્ત--** દરબારનો આવ્યો દૂત

**કમળા--**પિતાજી ... ... ...
આપવા માટે ઊમાંસર મુજને
તેડે એમાં દીસે ભેદ પિતાજી૦
લાગે શરમ રાજ મ્હેલમાં ગરતાં
ઉપજાવો આ શીદ ખેદ પિતાજી૦

દેવદત્ત--ગૌતમ પંડિત આવશે સાથે
તું પણ સદ્‌ગૂણી સાર
સૂખે થકી બેન સીધાવો
શીયળવંતીના શ્રી હરી બેલ્લી
દ્રૌપદીના દુઃખહાર સૂખે
કમળા— પાય પડે પાછા ભરતાંમાં પગલું
દેવદત્ત—માગી રઘૂવીર રહાય સૂખે
કમળા—રિદ્ધિ બળી સિદ્ધી જાય ઉકરડે
ક્ષુદ્ધા થકી પડે કાય
ગૌતમ-- તેથાપી ત્યાં કેમ જવાયે
દેવદત્ત—સીતાપતી રઘૂવીરને સમરી
શાણી સુતા થા વિદાય સૂખે
તાત તે પુત્રી સમાનજ ગણુશે
પેખો શુકન રૂડા થાય સૂખે

સોરઠો--૨૪

ગૌતમ—રીઝે તો દે ગ્રામ ખીજે તો લે ઠામને
વળી તજાવે ધામ રાજનનો તે ધર્મ છે

રાગ--કામ છે દુષ્ટ વિકારી--૨૫

કામી નેત્ર જણાયે રાજનનાં કામી નેત્ર જણાયે
ઊમાંસરનું બાનું બતાવી બોલાવી મ્હેલ માંહે—રાજનના૦
ગૂરૂ હુકમથી સાથે હું આવ્યો અટકાવ્યો મૂને આંહે—રાજનના૦
ભેદ દિસે છે આમહિં નિશ્ચે કીધું હતું કમળાયે--રાજનના૦
ખેર હવે જે થાય તે જોવું એવિણ નહિં છે ઉપાયે—રાજનનાં૦

કમળા-- રાગ માઢ—૨૬

આશું આશું આશું આમાં દીસે છે કાંઇ ભેદ
ગૌતમ પંડિત પુંઠે ન દીસે કપટ રચાયું કે કેમ
નેત્રો આ પેખી નૃપતીનાં નિશ્ચે ભાસે છે મુજને એમ—આમાં૦
ફાંસે ફસાઇ માછલી એવી હું બનીછું આવાર
શ્રી હરી આપ બચાવો નહીંતો કોણુ કરે મુજ વ્હાર—આમાં૦

કામસીંહ— રાગ—જોને પિતાજીનો પ્યાર—૨૭

લ્યોને આ પુષ્પનો હાર જરાવાર લ્યોને આ પુષ્પનો હાર
પુષ્પના હારની પ્રીતી રસીલી
પેખીલોયોને આવાર જરાવાર લ્યોને૦
રે અલબેલી શાણી છબીલી
ભોળી લે પુષ્પની બ્હાર જરાવાર લ્યોને૦
જ્વાળા મદનની બાળે હઠીલી
તેનો કરો ઉપચાર જરાવાર લ્યોને૦
શું તું નિહાળી જૂવે છે વ્હાલી
આભી બની કાં આ વાર જરાવાર લ્યોને૦
ચિંતા કરો ના હુંથી ડરોના
ધારો હૈયા કેરો હાર જરાવાર લ્યોને૦
સારાં સુગંધી પુષ્પની સેજે
બેસો હઠીલી નાર જરાવાર લ્યોને૦

કમળા— રાગ--સદાયે તારો માની-એ રાહ—૨૮

પિતાજી પુત્રી પ્રત્યે કીધો ઉપકાર
આનંદ વાધ્યો ઉરે પેખી પુષ્પહાર પિતાજી૦
બાળા બિચારી સૂતા તમારી

જાણે શું પુષ્પમાંહી દીસે દુઃખકાર પિતાજી૦
આપ પિતાજી હું તમ પૂત્રી
જાઊંછું હવે ક્યાંથી ધરે હું આવાર પિતાજી૦

**કામસીંહ—** **રાગ દીલદાર યાર છેલા——એરાહ——૨૯**

શરમાય શાણી શાને આલે પુષ્પ હાર તું
લે પુષ્પ હાર તું રસીલી નાર તું શરમાય૦
જ્યારથી મેં ન્યાળી છબી છબીલી તારી
થયો હું તો અધીરો મળવાને વિચાર તું શરમાય૦

**કમળા**—મળ્યા પિતાજી મારા વિચાર શું તમારા
આનંદ અંગ વાધ્યો માની લઉં આવાર હું

**કામસીંહ**—શરમાય શાણી શાને
જરા વિચાર વ્હાલી ચપ ચપ કરે શું ખાલી
છૂટે શું આમ ક્યાંથી છબીલી ન ધારતું શરમાય૦
આનંદ કરો આવી જવાય ના ફસાવી
તન ભાન મોહિ ભૂલ્યો સૂતયના વિચારતું શરમાય૦
પ્રયાસ કીધો પૂરો જશે શું તે સમૂળો
જળ વીણુ મીન માની મરતાને ઉગારતું—શરમાય૦

**કમળા**—સુતા તમારી શાણી આ શબ્દથી અજાણી
સૌને હરી ઉગારે

**કામસીંહ**—...........લે માની દિલદાર તું શરમાય૦

**રાગ—આડું લગાડો તો મારા—એ રાહ—૩૦**

રસીલી માની લ્યો મારૂં પ્રાણુ થકી પ્યારારે
રમણી રમી રહ્યાં છો હ્રદયમાં મારારે રસીલી૦
પલંગે પધારો પ્રેમે રાહ રહયો પેખીરે

કમળા—ભૂજ અડકાડો પાપી પ્રાણ ત્યાગું એથીરે
પિતાજી સમાન તમે પુત્રી હું તમારીરે
વચન વદો નૃપતી ઉરમાં વિચારીરે પિતાજી૦

**રાગ--સ્હાય તું મારી કરે મુરારી-એ રાહ--૩૧**

વારે ચઢો વિશ્વાધિશ મારી વિનતી ઉરમાં ધારીરે—વારે
અબળા સુતા પર સબળા પિતાએ
કીધી દ્રષ્ટી નઠારીરે
ખાશે વાડ જેવા રખેતરને
ઉવીત થશે દુઃખ કારીરે વારે૦
રાય હૃદયમાં વાસ કરીને
શુદ્ધમતિ ઘો મુરારીરે
જો નહિ આવો વિઠ્ઠલ વારે પ્રાણ તજુ દુઃખકારીરે—વારે૦

**રાગ--તાતનો ભરૂંસો-એ રાહ--૩૨**

દુષ્ટ વચન વદોરે પિતાજી આશાં દુષ્ટ વચન વદોરે
પુત્રી સમી હું રંક અબળા શું
સમજી શકું અજ્ઞાની એમાં સહીરે પિતાજી૦
રૂપે ઉર્વશીસમ રૂડાં જુવો કુમૂદામાત
મધુરભણી તારામતી અતી રૂપાળાં તાત પિતાજી૦
પુત્ર તણી આશા કરી ગણો સુતા સુણિ દાદ
નહિં તો શ્રાપ દઉં તમો કાં દઉં આશીરવાદ પિતાજી૦

**રાગ—જરા સમજ સમજ--૩૩**

કામસીંહ--થાઉં અજબ ગજબ
કુમૂદા સુંદરી.........કીધો ગજબ ગજબ
થઈ તાત સુતા સાથ કુડી વાત કરો નાથ

**કામસીંહ**--ક્યાંથી નાર આણે ઠાર
**કુમૂદા**--દિલદાર જાણી વાત
**કામસીંહ**—થાઉં અજબ અજબ
**કુમૂદા**--કીધો ગજબ ગજબ
દેશે આપ આશું પાપ કરો નાથ નિજ હાથ
માગો માફ સુતા પાસ સ્વામીનાથ જોડી હાથ
**કમળા**—રહ્યો ધરમ ધરમ
**કામસીંહ**--મુને શરમ શરમ   થાઉં અજબ અજબ
**કુમૂદા**--..........કીધો ગજબ ગજબ

**દોહરા--૩૪**

**કમળા**—માત સમાં કુમૂદા તમે શીયળવંતિની બ્હાર
ધાયાં શ્રી હરિ સ્હાયથી સુતા સમો ધરી પ્યાર
પુત્રવંત માતા થજો અબળ રંકની યાદ
શ્રી લક્ષ્મી વર આશ્રયે દઉં છું આશીરવાદ

**કામસીંહ**— **રાગ—માકું લગાડો તો-એ રાહ—૩૫**
શરમ શરમ મૂને શાણી આપો મારીરે
સહુ ગુણવંતાં તમે હું છું મહા પાપીરે  શરમ૦
પુત્રી મને માફ કરો પૂરો અપરાધીરે
દયા કરો દેવી તમે પ્રભૂને આરાધીરે  શરમ૦
**કમળા**--કહીક ખૂવાર થયા રાજપાટ છોડીરે
પર સ્ત્રી સંગાથે જેણે દુષ્ટ મતી જોડીરે
**કામસિંહ**— ... ... ... શરમ૦

**રાગ—રસીયા રશીક શણગાર એ રાહ--૩૬**

**કમળા**—વિષયી તને ધિક્કાર

ખોટી સુઝાડી બુદ્ધિ સૂતા છતાં દૂર બુદ્ધિ
શીટ છે રહિના શુદ્ધિરે ... ... ... વિષયી
ખૂવાર થયાં નર નારી
ગૂમાર રમ્યાં જે જારી
**કામસીંહ**--મુજ સમી દશા લ્યો ધારીરે
**કમળા**-- ... ... ... વિષયી
નથી પુત્ર થતા આ પાપે અબળાઓને સંતાપે
શિળ ભંગ કર્યાના શ્રાપેરે વિષયી
**કામસીંહ**—મેં આજ પ્રતિજ્ઞા લીધી
પરસ્ત્રી પુત્રી સમ કીધી
લંપટ મનને શિખ દીધીરે
**કમળા**-- ... ... ... વિષયી
જેણે ભોગી પર નારી
તે નર્ક તણો અધીકારી
**કામસીંહ**--મુજ સમ પડિયા ભવ ભારીરે
**કમળા**-- ... ... ... વિષયી
**કામસીંહ**-- ગીતી—૩૭
શું આ મૂખ બતાવું થયો કલંકી ઉજવલતા ભાગી
પ્રાણ અરે કયમ મારા નથી નિસરતો અધમ શરીર ત્યાગી
**કુમુદાસુંદરી**-- ગીતી--૩૮
શોક કરો નહિં શાણા સત્ય શ્રીહરીયે સર્વનું રાખ્યું
માશ સુતાની માગો સત્ય થશે શીળવંતીનું ભાખ્યું
**કામસીંહ— શાને રડે છે તું શુંદરી--એ રાહ ૩૯**
પુત્રી લીયોને પોશાક આ તમે સૂતા સમાન

તાત સમો જાણી પાપીને માફી આપો નિદાન... ...પુત્રી
રાજન થઇ વ્રત ભંગનું કીધુ પાપ અમાપ
હરીહર તે કેમ સાંખશે, કેમ આપશે માફ ... ... પુત્રી

ગજલ—૪૦

અરે રે પાપ કીધુ દેહે વિના વિચાર બની પાપી
કરે જો નાશ કદી માળી વધે કેમ પુષ્પની વાડી
પ્રજાનો બાપ કરેજો પાપ પછી હદ પૃથ્વમાં માપી
ત્રિલોકીનાથ દયા ધારી હું દોષિતને દીયો માફી

## રાગ—દક્ષિણી લાવણી—૪૧

કમળા—શોક નવ કરો તાત મારા સંમરે
અમાં ન વાંક આપનો કાંક વિધીનો આંક ટળે ન ટાંક
ભૂલ મનુષ્યની થાય રે ... ... શોક૦
શ્રી હરિ સ્હાયથી પુત્રી પિતાનો ધર્મરે
રહયોછે આજ રાખીછે લાજ પ્રભૂ મ્હારાજ સત્યને કાજ
કામસીંહ—એની થયો એ શર્મરે
કમળા— ... ... ... ... શો૦
જાઉં છું તાત હું પ્રીત કરી પ્રણામરે
કામસીંહ—સૂખે સિધાવો
કમળા—શોક સમાવો નહિં પસ્તાવો હરિગુણ ગાવો
સમજી સત્ય મર્મરે ... ... શોક૦

## હિંડી—૪૨

કમળા—વિધી આ સ્વરૂપ શીદ મુને દીધું
કુટીલ કૃત્યથી ફસાવા આમ કીધું
અબળ જાતિએ પ્રભૂ શું તારૂં લીધું વિધી૦

### રાગ--કરૂં વખાણુ મમ ઘર—એ રાહ—૪૩

ધિક ધિક આ સુંદરતાને ( ૨ )
ધિક ધિક રૂપ યૌવન આ ધિક છે મોહ ધરે જન શાને
હાડ માંસપર ચર્મ વિંટાયું અંધ ચક્ષુ નવ માને ... ધિક૦
તાત નજર પુત્રીપર થાયે એજ રૂપની હાની
ભ્રાત ભગિનિપર દ્રષ્ટિ ફેંકે દુષ્ટ સ્વરૂપ નિશાની ... ધિક૦
ઇંદ્ર સમા અવની પતી ચૂકી છળ કીધાં અહલ્યાને
ઊગ્ર તપે ઊમાપતી ચૂક્યા મોહિત થઇ મહિલાને ... ધિક૦
કામસિંહ મમ તાત સમા તે મુજ ઉંપર લોમાયા
એ સૌ સુંદરતા તણી હાની મેં જાણી જગરાયા ... ધિક૦
પતી વિયોગી દમયંતી પર દુષ્ટ ઢીમર લોભાણો
એ પણ સ્રષ્ટી પતી સૌ કારણુ રૂપ તણું પરમાણો ...ધિક૦
દેવ ત [illegible] દ્રષ્ટી લોભાવી રૂપ રમળમાં નાંખે
રચના રચતાં વાંક વિભૂ તમ રાંક રમા કયમ સાંખે ...ધિક૦
ભલે પ્રભૂ લાગી શુભ તમને સુંદરતા સંસારે
દુષ્ટ રૂપ દેખાયું દ્રષ્ટે અબળાને આવારે ...ધિક૦
દોષ તણું સ્થાનક સુંદરતા દક્ષજને પરમાણ્યું
સ્રષ્ટી રચતાં આપે શાને જગત પતી નવ જાણ્યું ...ધિક૦
ધિક ધિક એવી સુંદરતાને વ્હેમ બીજ વવરાવે
દંપતિને દુખમય દરિયામા દુષ્ટરૂપ ડૂબાવે ...ધિક૦
પાહિ પાહી સર્વે શમુરારી ત્રાહી ત્રાહિ ત્રિપુરારી
સ્હાય સ્હાય માગું સંકટ હર જય જય ગીરીવર ધારી ...ધિક૦
સતી સ્રીઓની લજ્જા લેવા લાલચ કહિ કે કીધી
તે સમયે શ્રી હરી તેં આવી દાસ ઉગારી લીધી ...ધિક૦

પાપીએ પાંચાળી કેરાં ચિર તાણ્યાં એધ્યાને
સીતા હરણ કીધું લંકેશે વશ થઇ રૂપ દુગ્ધાને ...ધિક•
વ્હારે ધાઇ વિભૂ ઉગારી ફાંસેથી અબળાને
એ કરતાં મમ અર્જ સુણીને હરિલ્યો સુંદરતાને ...ધિક૦

ગૌતમ રાગ—ધર્મરાય સમ કોન—એ રાહ—૪૪
ગુરૂ સુતા શિળ ભંગ થઇ ત્યાં ધટે નહીં વસવુ ધારી
સ્વદેશમાં જાઉં લૈ આજ્ઞાં એજ દીસે છે સુખકારી... ગુરૂ૦

માલીની--૪૫
નમિ નમિ નમિ વંદૂ હું ગુરૂજી તમોને
અતુલિત સદવિદ્યા દાન દીધું અમોને
નિજ સુત સમ પેખી ન્યુનતા સર્વે ટાળી
ભુલુ કયમ ગુણ ભારી આપના પુન્યશાળી

દેવદત્ત-- સોરઠી ગજલ-કુબ્જ્યો આજ તાપ-એ રાહ-૪૬
સુખેથી સિધાવો સ્વદેશમાં જઇ વ્હેલા શિઘ્ર પધારજો
જઇ વ્હેલા ... ... જઇ વ્હેલા ... ... ... સુખેથી
વિદ્યાની વાડી ખિલાવીને ભકતો સુવાસ પ્રસારજો
ભાગી-લેવા ખબર અમ રંકની વેગે વહાલા ગૌતમ આવજો
દેવદત્ત-- ... ... ... ... સુખેથી•
ગૌતમ-આશું વદો તમે તાત મારા પુત્ર પ્રત્યે વધારીને
ભૂલું કદી આભાર તો મુને દુષ્ટ દિલમાં ધારજો
દેવદત્ત-- ... ... ... ... ... સુખેથી
સ્વારથીરામ—( પત્ર લઇ વાંચે છે. )

ચોપાઇ ત્રીતાળી—૪૭
સ્વસ્તી શ્રી કાન્તિપૂર નિવાસી વિપ્ર સ્વારથીરાંમ ઉલ્હાસી,

લક્ષ્મીપૂર થકી લખીતંગ, દેવદત્ત ધરે છે ઉમંગ,
લખું કંકોતરી વાંચી લેજો, પાછા કુશળ સમાચાર દેજો
અમ પુત્રીનું કરવાને આણું સુદ બીજનું છે શુભટાંણું
માટે પત્ર વાંચી નિરવાંણુ આવો વેગે ચતૂર સુજાણુ
નવ લખવું પડે ફરી તમને પાછો પત્ર પાઠવજો અમને

રાગ—આ જમવા અભિલાખ—એ રાહ—૪૮

વાંચી થયો આનંદ મુજને વાંચી થયો આનંદ
પુત્ર વધુનું આણું કરવા જવું ધરી આનંદ મુજને•

ગરબો—૪૯

કમળ, નયન, વિજયા, જયંત, મણીગૌરી, હીરા—
સખી આવો આ મંદીર માંહ્ય દર્શન કરીયેરે
અહી પુષ્પની માળ હાથ દેવને ધરીયેરે
દુર્ગૂણુ આચરતાં બેન દિલમાં ડરિયેરે
ધરી સદ્ગુણ શુભ શણગાર ઇશને સ્મરીયેરે
સૂત્રોમાં સૂખ પ્રભૂભકિતનું ભણો
તરવાનું ઠામ રૂડું એહરે.
ભકતી કરીને શિયળ સાચવો સખી
સ્નેહી થશો સદાયે શ્રી હરી તણાં
એ વિણુ ન કામનો છે દેહરે ભકતી
શિળવ્રત એ શણગાર સતીનો
સેવા કરી સ્નેહ ચાહો પતીનો
સંગ તજો કૂમતીનો........સુખનું સાધન એ છે
નયન— કમળાનું આણું આવ્યું છે આજે
જયંત—સાસરે શાણી જશે સુખકાજે
હીરા—સ્વામીની સંગ બિરાજે......સુખનું સાધન એ છે

**રાગ--કૃપા કરો શ્રી હરી ૫૦**

**ભાગીરથી**--અકળગતી ઇશની

**દેવદત્ત**--સકળ રચી મેદની

**ભાગીરથી**--અકળગતી ઇશની

**દેવદત્ત**--શ્રી હરિની ઇચ્છા વિના કશું બને નંહિ કાજ

**ભાગીરથી**--કમળાના નસિબે મળ્યા રૂડા જમાઇરાજ

**દેવદત્ત**--ભકતી ભય વામિની રે કરો કામીની ... સકળ

જોડે જોડ મળી મનમાની કહો પછી શંકારહી શાની

શાની રે શાની શંકા રહી ભામીની

**ભાગીરથી**-- ... ... ... ... અકળ•

પતી પંડિત થયા પુત્રીના જન્મ સફળ માની લયો એના

મહેર પૂરી થઇ નરસૈયા સ્વામીની ... અકળ

**ગૌતમ**-- **રાગ--રે કૃપાળૂ અવ કૃપા તેં એરાહ ૫૧**

દૈવ આશો કોપ તારો મૂજ રંક પરે થયો

પરધન મેં કોનું હર્યુંના પર દારા સંગી થયો

પાપમાં વૃત્તી કિધીના પુન્યમાં પગના ધર્યો

મેં અપરાધી પાપીએ કે શું ગુન્હો તારો કર્યો

મુજ સંગે વળગાડી શામા કે જે હું છોડી ગયો

ભ્રષ્ટ થયેલી ભામિનીથી દૂરનો વાસી થયો

તે પ્રત્યક્ષ હું સાથે જોડી અર્થ એકેના ચહયો,

વિણુ અપરાધી વિશ્વ નિયંતા બે ગુન્હે માર્યો ગયો

**કમળા--રાગ દેખ્યા ભાઇ દુઃખના દાંડા-એ રાહ-૫૨**

અરે દુઃખ આ કોને કેવું હા અરે દુઃખ આ કોને કેવું

માત પિતા શું જાણે દુઃખી થતી દીકરી

બોલે નહીં બોલે નહી અંતર કદી હું આગળે હા હા.
કરમે કર્યો શો કોપ કે પ્રિય સંગમાં સુખના મળે—અરે
શાસ્ત્ર તણો અભ્યાસ કર્યો એક દીપકે
સાથે ભણ્યાં સાથે ગણ્યાં સાથે સદા જમતાં હતાં હા હા
વ્હેમે કરી મુજને જરી પિયુ આજના સંભારતા—અરે
બે કર જોડી પ્યારા પતીને હું વીનવું
કરૂં પ્રેમથી સુખ વારતા વચનો નહીં પ્રિયને ગમે હા હા
ભોજન રૂડાં આપું તદા રાંધી સ્વહસ્તેથી જમે—અરે

## રાગ—ક્યાંથી આ સંભળાય—એ રાહ—૫૪

માફ કરો અપરાધ અબળનો માફ કરો અપરાધ
ગુન્હો થયો જે અગાધ અબળનો માફ કરો
વ્હેમ ટળે એવી કાંઇક યુકિત સૂઝાડો જુગદીશ
સાસરીયે સુખ ઇચ્છાએ આવી સૂખ થયું ન નીમીષ
હરી હું આપની દાસ અનાથ........અબળનો

## શિખરિણી ૫૪

કદી માને સ્વામી અરજ કરજોડી ફરિ કરૂં
વિના વાંકે વ્હાલી શિદ દુર તમોથી પ્રિય ઠરૂં
જડાયાં સૌ જોતાં પછી કયમ તુટે લગ્નની કડી
ભલે વ્હાલા છોડો પણ નવ છુટે ગાંઠજ જડી

## રાગ— પ્યારાભાઇ—એરાહ—૫૫

વ્હાલા સ્વામી વધાવું રે
સંસારનું સુખ સ્વામી તમે છો અર્પ્યો તમોને આ દેહ
આપ શરણમાં શીર આ શોંપ્યું ભલે દીયો પતિ છેહ
પીયર શીદ સિધાવું રે વ્હાલા
માતા પિતાએ પાળી ઉછેરી વરાવી આપની સાથ

મારો ઉગારો આપ પતી છો દીધો તમોને હાથ
દાસ તમારી કહાવું રે  વ્હાલા

સત્ય અસત્યનો શ્રીહરી સાખી જગત નિયંતા નાથ
એજ ઉગારે એજ વિદારે સત્ય કહું સ્વામીનાથ
ચર્ણે શીશ નમાવુંરે  વ્હાલા
પૂજ્ય પતી છો આપથી મારૂં રહે અખંડ સૌભાગ્ય
વ્હેમી પતીને વરીયે તે કરતાં મર્ણ ભલું મહારાજ
અંતર આપનું આવું રે  વ્હાલા

રાગ–અરે શું માનવનો અભિમાન–એ રાગ ૫૬

ગૌતમ--લખેલા લેખ વિધીના જેહ નસીબમાં થયા કરે રે
ટળેના ટાળ્યા કો થકી તેહ  નશીબમાં ...
નસીબમાં થયા કરે રે ન બ્રહ્માદિકે ફરે રે——લખેલા
અહો દિન વચને મતી કયમ ઠરવી આરે થકી
વળિ કદિ અવરે પ્રિતી નવ ધરવી હા...રે નકી
લેખ મટે ના તેહ ... લખેલા . નસીબ . . લખેલા
સંસારમાં સુખ દંપતીના પ્રેમથી બીજું નથી
પણ ભાગ્યમાં વિધીએ લખ્યું જે કો થકી મટતું નથી
સમજુ ખરે સઘળુ અરે પણ અંધ મન નથી માનતું
બાદળ પડયુંજે વ્હેમનું તે કોથકી દુર ના થતું–લખેલા

ગજલ--માનુની તું માન મારૂં--એ રાહ ૫૭

શીવિ ભૂતારી કૃતી છે કો થકી ના કળાય
કયાં હું કયાં ગુરૂ સુતા ને કયાં લક્ષ્મી પુરરાય
કયાં કથા કહેવા જવું કયાં સાથમાં કમળાય
કયાં નૃપતી કુ વૃતી થવીને કયાં મુને રોકાય  શીવિભૂ૦

ક્યાં પાછળ ગૂરૂ મટી ક્યાં શ્વસુર કહેવાય
ક્યાં અર્ધાંગા એજ બનવી હું તણી કમળાય
ક્યાં બેને દુઃખી થવાનું ક્યાં તજી કમળાય
દંપતીના દોષનો છેડો ન શું જગરાય શીવિભૂ૦

રાગ મારા ભાગ્ય તણો-એ રાહ-૫૮

જાઓ જાઓ ને આવાર આવ્યો પત્ર તમો પિયરથી
તાકીદનું છે કામ તમારૂં સત્વર વ્હેલાં જાઓ
રાજનની રિદ્ધિ સિદ્ધીથી અંતરમાં હરખાઓ જાઓ૦

**કમળા**--તાત સમા રાજન છે રિદ્ધિ સિદ્ધિના માલીક
ફૂળ ગોરને આપે તેથી શું ફળ છે અધિક
પ્યારા એવી બોલો વાત જેથી મુખડું લાગે મીઠું
હવે ફરીથી અહીં નવ આવું રહું પિતાને ત્યાંય
સુખથી વસજો સ્વામી મારા ટાળી હું દુગ્ધાય-પ્યારા

રાગ--માઢ—૫૯

લૈ વારાંગનાનો વેષરે વશ વ્હાલાને કરૂં
વશ વ્હાલાને કરૂં રે વશ વ્હાલાને કરૂં વશ
પ્હેરૂં આ પોશાક હવે અહીં આવી છું બહુ દૂર
સુંદર વાદ્ય લઊં અહીંઆંથી દેખી સારા સૂરરે વશ
નગ્ર છે મોટું કોન પીછાણે ભાડાનું આ મુકામ
રાખી લઊં વિણુ વાર લગાડે આપી મોં માગ્યા દામરે-વશ
રામકથા કરૂં વાદ્ય ઉપર હું સ્હાય થઇ રઘુવીર
સ્વામીના મનમાંથી વ્હેમ મટાડે તો સુખનો વાય સમીરરે-વશ૦

ગજલ ૬૦

સ્થળ આ દીસે કોનું વીરો કો એ તણો માલીક છે

કબજે ગૌરી કે સાનથી કે દેવનું સ્થાનીક છે
દીધું દિસે તાળું ખરે ખર આ વિતેની કયાં હશે
ભાડે લઇ વસવું કહો માલીક કયારે આવશે

### રાગ—જાઓ જાઓ છબીલા—એ રાહ—૬૧.

મધૂ—
વસંત—
નટૂ—
અરે ચાલો લઇ આવિએ ચાવિયો
ઠીક થયું આ આ આ રે   અરે૦

મધૂ—રંભા થકી પણ દીસે રૂપાળી
કીકી છે કાળી આંખો અણિયાળી
નટૂ—પ્રીતીનાં નયન નચાવિયાંરે   અરે૦
બધા સાથે—ઠીક થયું આ આ આ રે   અરે૦
આપો ચતુર શેઠ ચાવી મકાનની
ભાડે દેવું છે આવીકો માનુની
વસંત—આવી એમની મા આ આ રે   અરે૦
બધા સાથે—ઠીક થયું   અરે૦
નટુ—ચાલો મારે ત્યાં જમવા બોલાવિયે
વસંત—હાલો હાલો જરા ઠઠ્ઠા ચલાવિયે
મધૂ—મારાં વચન એને ભાવીયારે   અરે૦
વસંત—એતો તારી મા આ આરે   અરે૦

### રાગ—વિષયી તને ધિકકાર—૬૨

મધુ—લ્યો લ્યો ચતૂરા નાર
નટુ—લાવ્યા ચતુરા આ ચાવી
વારાંગના—આભારી બાત બનાવી
વસંત—આ બ્હેન નટૂની આવીરે

**મધુ**—૯૯ો ૯૯ો ... ... ...

લીધ ચાવીં શેઠ પાસેથી

**વસંત**--મૃગ નયની છો તમ તેથી

**વારાંગના**--છું બેન તમારી જેથી રે કીધો તમે ઉપકાર

ભગિનીને ભ્રાત ઉપકારી

છો સ્વર્ગ તણા અધિકારી

હું બની તમો આભારીરે-પેખી પુરો ઉપકાર

**વસંત**—જો ફોકટ ફેરો ખાધો

**નટુ**—ગર્ધવ પર બોજો લાધ્યો

**મધુ**—સ્વારથ સુંદરિએ સાધ્યોરે

**બધા સાથે**--ભૂલા બન્યા ગૂમાર

**વારાંગના**— ગજલ ૬૩

દિઠા દુષ્ટો વ્યભાચારી ન જાણે મા તુકે નારી
કરી કાયે કુડાં કામો થયા જાણે સુખીભારી
ન જાણે કાળ છે માથે ન જાણે પાપ છે સાથે
વધારી મોહ માયાને પ્રજાળે નીજ કાયાને
કરે ઠઠ્ઠા કુકર્મી તે રહી ન્યારા સુનીતીથી
ન જાણે પાપમાં પાપી ફરે ફેલી કુનીતીથી
ન જાણે મૃત્યુની માંહે મરીશુ શ્વાનની રાહે
જવાને સ્વર્ગની માંહે ન શોધે શ્રી હરી સ્હાયયે
ન શોધે સૂખની બારી ન શોધે સ્નેહતા સારી
ન સોધે સત્યનો સાથી ન શોધે ભકત આ ધારી

**રાગ--કૃપાળૂ અવકૃપા તેં—૬૪**

રે વિધાતા વખ્ત આરે કયાં તમે ટાંકી મુકયો

વારાંગનાના વેશથી અપરાધ આ આવી ચુકયો
દુષ્ટ વચનો જે વદે તે સર્વ મ્હારે સાંખવાં
આ કરતાં રૂડું મરણુ તે કષ્ટથી જૂદાં હવાં
આત્મઘાત કરૂં કદી તો પાપ મારે શીર ચડે
માટે એ અપરાધ ઈશનો હું નથી કરતી હવે
શબ્દો બૂરા સાંખતાં પણુ વ્હેમ જો પતિનો ટળે
સામાના બેલી પ્રભૂ છે સત્ય તો નિશ્ચે ફળે

**રાગ—મારા તનમાં મનમાં—એ રાહ—૬૫**

પ્યારા પ્રીતમને વશ કરવા હરી હવે દોષ લીધો મેં આ માંથે
વાંક વિના વડો વ્હેમ ધરીને ત્યાગ કર્યો પ્રિયનાથે પ્યારા૦
સીતાપતી કરો સઘ જો સ્હાય તો મમ કાર્ય સધાય
સત્ય પતીવ્રત પાળવા માટે સ્વાંગ ધર્યો આ અનાથે પ્યારા૦
રામકથા કરૂં આ સ્થળ માંહ્ય શ્રોતાઓ આવશે જ્યાંય
સ્વામી મારાપણુ સઘ પધારે સજ્જન પંકિતની સાથે પ્યારા૦
આસન ઊંચે બિરાજશે નાથ નીચે હું બેસું અનાથ
પુષ્પે પુજા કરૂં પ્યારાપતીની અક્ષત ચંદન સાથે પ્યારા૦
પુન્યમાં પુર્વે મુકયો હશે પાગ એથી શું જાગ્યું અભાગ્ય
સ્હાય કરી કરતાર બચાવો રંક તજી સ્મીમિનાથે પ્યારા૦

**માલની—૬૬**

અવિચળ તુજ શકતી વિશ્વમાં ઇશ વ્યાપી
નિયમ મનુષ્ય તારા કોશ કેના ઉથાપી
રૂષી મુનિ મમતાથી સૌ સ્તવીને વિરામ્યા
તદપિ ન પ્રભુ પૂરો પાર કોઇજ પામ્યા
પછી કયમ કરી પામું પાર હું રંક પ્રાણી

તુજ વિણુ મુજ અર્જી કોણુ લેશે પ્રમાણી
સફળ સરવ આશા તાત કરનાર તું છે,
નહિંતર મુજ જીવ્યું ધૂળધાણી થવું છે

રાગ—લાવ્ય સખી એને—એ રાહ—૬૭

હરનિશ રામ રટન કર પ્રાણી એ વિણુ મોક્ષની ન મળે નિશાની હર૦
ધન સંગ્રહ કંઇ કામ ન આવે રામ ભજન સંગ્રહો સત્ય માની હર૦
ક્ષણુ ક્ષણુ કરતાં આયુષ વીતે કરકંઇ સંગ્રહ ભકતીનો પ્રાણી હર૦
માત પિતા સ્ત્રી ભ્રાત ભગીની જેને ખરાં વ્હાલાં લેછે તું માની હર૦
કાળ ઝડપથી કોન બચાવે નાહક મમતા મરે શીદ તાણી હર૦
માલ ખજાના સંગ ન આવે સંગ ન આવે સગાની નાશાની હર૦
રામ ભજન હર ઘડી કર ભાઇ એ વિણુ વ્યર્થ જશે જીંદગાની હર૦

રાગ—આ જમવા અભીલાખ—એ રાહ—૬૮

શાંન્તિરામ—જગ જનુની સાક્ષાત દિશે જગ જનની......
વારાંગનાનો વેશ ધર્યો પણુ છે કો ઉંત્તમ જાત દીસે૦
રામ રટન રસનાયે ન ચુકે ભકતી વતી સાક્ષાત દીસે૦
મુકતાનંદ—વિપ્રને રોજે દાન દિયે છે દિનજનને અન્નદાત દીસે૦
નગ્ર બધામાં રામ કથાની રહી છવાઇ વાત દીસે૦
મુર્ખ કહે છે વારાંગનાને સર્જન કે સતિમાત દીસે૦
કૃવાથરામ—ગૌતમ પંડીત આજ પધારી કરો પરિક્ષા ભ્રાત દીસે૦

રાગ—ધર્મરાય સમ—એ રાહ—૬૯

ગૌતમ—ભલે સ્વાંગ ગુણિકાનો પહેર્યો આકો નિશ્ચય દેવી છે
નથી નાયકા નથી ગાયકા સુંદરતા સતી જેવી છે
સરસ્વતિ વાસ થયો રસનાએ રામકથામાં એવી છે
બુદ્ધિવંત બહૂ દીસે છે રૂપે ઉર્વસિ જેવી છે ભલે૦

વારાંગના— શિખરણી ૭૦

અહો આજે મારૂં અધમ તનનું સાર્થક થયું
કૃપાવંતાઓના દર્શન થકી દૂખજ ગયું
પધાર્યા પ્રીતેથી પંડિત રૂડા પામર ભણી
વધી પ્રીતી પેખી નવ કદિ શકે શેષ વરણી

૭૧

સ્વદેશમાંના સગાની નિશાની
પ્રદેશમાં લે સગો ભ્રાત માની
પંડિતજી એમ આપે પધારી
પ્રદેશિ પેઠેજ પ્રીતી વધારી

ગૌતમ— ૭૨

જુવે સદ્દગુણી સદ્દગુણીના સમાન
જુવે દુરગુણી દુરગુણીના સમાન
તમો સુર સુતા શુભ ગુણી સઘ શાણી
પછી અવરને કયમ લહોના પ્રમાણી

વારાંગના— રાગ–સ્વામીરે આ સમયે ઝટ આવો—૭૩

વ્હાલા આ આસન આપને માટે આપને માટે (૨)
વિપ્ર તમોએ કીધાં આભારી
આ સ્થળમાંહિ પધારીરે આ આસન૦
માફી દેશો ભૂલું ભામા ગુણવંતા છો જ્ઞાનીરે—આઆસન.

સાખી.

રામનામ મુખથી જપું અબળા હું અજ્ઞાન
સ્હાય કરી સીતાપતી છોડાવે અભિમાન
વ્હાલા આ આસન આપને માટે આપને માટે

ગૌતમ-- ૭૪

રાગ—શાણાઓ કહે છે કે—એ રાહ

સ્હાય થાઓ હર્રો સ્હાય થાઓ મર્તો શુદ્ધ રમા છે તમારી
પુર્ણ ભરોસો વિશ્વપતી પર રાખો સદા શ્રેયકારી સ્હાય૦
કેદ કરે તેજ છોડી મુકે તેજ મારે અને લે ઉગારી
તે તણી મ્હેર વિના તરૂણી કેમ દીન ટળે દુ:ખકારી સ્હાય૦
દેવ દયાળુને અર્જ કરો હરે પુર્વનાં પાપ અકારી
જ્ઞાની તમે દેવી તુલ્ય દિસો તે કેમ રહો શોક ધારી સ્હાય૦
પશૂ પક્ષી પ્હાડ ઝાડને પ્રાણી જેણે રચી સૃષ્ટી સારી
તે કહો નિજ ભકતને કેમજ મૂકે વિસારી સ્હાય૦

વારાંગના-- રાગ—મારા તનમાં મનમાં-એ;રાહ—૭૫

ભકત ભ્રાત ત્રિભૂવન ત્રાત વિના કોણ આ ભવ પાર ઉતારે
મુકત કરી મોહ પાસ વિધી વણ વિઘ્ન આ કોણ વિદારે ભકત૦
ભાવ ધરી પ્રભુ ભકિત કરાય તો ભવસિંધુ તરાય
ઉદ્ધાર એ થકી સદ્ય થવાનો શંકા ન એમાં લગારે ભવ૦

રાગ-રિસાવ નહીં-એરાહ-૭૬

જય રામ રામ રામ હે રામ હે રામ જય રામ રામ રામ
ભજીયે ભાવે રામ રામ થાય નિશ્ચે કામ કામ
સ્મરિયે સત્ય નામ જય રામ રામ રામ

સાખી

ધિ;ક જીવ્યો આ જગતમાં રામ રટે નવ જેહ
પશૂ માંહિ નીચો પશૂ ખરે ખરો ખર તેહ
ધારો વિચારો વિસારો ન પ્યારો ( ૨ )
શ્રી મોક્ષ દાઇ નામ વિરાંમ વિરામ વિશ્વાસુ

ના વિરામ જય રામ રામ રામ હે રામ હે રામ જય

**રાગ-વિદેશી વિશ્વમાં કોઇ-એરાહુ—૭૭**

સફળ ગણ જન્મ આ તારો વિયોગીના પ્રભૂ પ્યારો

**સાખી**

સામા શ્યામ વિના સહી ધિઃક ધિઃક સંસાર
શ્યામ વિમુખ તરૂણી તને લક્ષ વખ્ત ધિઃકકાર
ધિઃકકાર ધિઃકકાર ધિઃકકાર ધિઃકકાર
પતી નિજ પ્રાણનો પ્યારો સ્વયંભૂ સૃષ્ટિનો ધારો સફળ૦

**ગીતી**

પંડિતજી વિપ્રોને તૃપ્ત કરો પાકાં સીધાં આપી
આપ અહીં પ્રિય જમીને વચન સુધાએ શુદ્ધ કરો પાપી

**રાગ—જો જઇતું પ્યારી—૭૮**

છો પંડીત શાણારે છો પંડીત શાણા
દાસી હું તમારી રે છો પંડીત છો૦
વૃતાંત કહું છું તમોને હું મારૂં લીયો ઉરધારીરે છો
વિપ્રની પુત્રી હું છઉં વાલા નાયી કાન નારીરે છો૦
દિન એક સમયે તાત ગ્રહથીહું જતી સ્વામી ગૃહે
બેઠા હતા કો અંધ સાધૂ માર્ગમાંહી આશ્રયે
પ્યાસી પતીના પ્રેમની પ્રમદા જતી હું જોરથી!
અફળાઇ સાધૂ પાયને ત્યાં શ્રાપ પામી હું સહી
કરજોડી મેં માફી માગી થઇ ભુલ મારી રે છો૦
થઇ શાંન્ત કહે મમ શ્રાપનો કઇ પેર નાશ થશે હવે
ધરિ નાયિકાનો વેષ આ અવની પરે ફરવું થવે
મળશે તહીં કો વિપ્ર ઉત્તમ સંગ લ્યો ભોજન તમે

દેશો જહીં એ ગ્રાસ સામા શ્રાપ આ નિશ્ચે શ્રમે
માટે ઉત્તમ ગ્રાસ ગ્રહીને હરો દુઃખ ભારીરે છો૦
ગૌતમ–એમ બને કયમ હું થકી શાણી
વારાંગના–...........રિદ્ધિ લિયો સારીરે છો૦

રાગ–પ્રિયા જગદીશ સાચવે–૭૯

ગૌતમ–સુખે લઉ ગ્રાસ સુતા વિપ્રની સમજીને શાણી
બુદ્ધિવંતાં પ્રમાણી સોગન લીધેલા જાણી

સાખી

નથી નાયિકા એ સતી શિયળવંતી છે સઘ
અસત્ય વાકય વદે નહિ રામ ભકત સર્વજ્ઞ સુખે૦

કમળા– ગજલ–૮૦

આનંદ થયો આજ શ્રી હરિ સ્હાયથી અરે
કિરતાર પાર ઉતારે મતી શુદ્ધથી સ્મરે આનંદ
પ્રલ્હાદને ઉગાર્યો નૃસિંહરૂપ ધરી નાથ
તે ન કેમ ઉંગારે નીજ ભકતને ભયે આનંદ

ગજલ–૮૧

પંડીતજી પ્રણામ છે હું જાઉં નીજ અવાસ
યાદી ઉંરે રાખી તમો સંભારજો તમદાસ પંડીતજી
પ્રીતી છે તેવી સર્વદા વધારજો જુગદીશ
સેવક તણી સીતાપતી પુરશે સદાયે આશ પંડીતજી

ગીતી

ગૌતમ–આ દુગ્ધા અહીં આવી શ્રી હરી તેં કીધું કેવું કાજે
દોષ નસીબનો મારા શીદ અવરને દોષ દઉં આજે

કમળા– રાગ–જો જોને સખી તારા–એ રાહ–૮૩

શું બોલો સ્વામિ મારા ( ૨ )

છો પ્યારા અમારા શું૰
વ્યર્થ ગઈ જીંદગી વિયોગે આપના પ્યારા પતી
નિર્દોષીને દોષીત બનાવી શી સુઝી એવી મતી
**ગૌતમ**—દુર થા દિવાનીં દારા
**કમળા**—આ વચનો અકારાં શું૰
મુજ સખી નિજ સ્વામી સંગે સ્નેહતા દર્શાવતી
ચટકો અને મટકો કરી લટકે પતી લલચાવતી
દૂખી બનીં હું દારા નસીબે કુડા મ્હારા
સ્વામી તમારા વ્હેમે નઠારા
**ગૌતમ**—દુરથા દિવાનિ દારા
**કમળા**—આ વચનો અકારાં શું૰

**રાગ—કયાંથી આ સંભળાય—૮૪**

વિભૂ કરો ઉદ્ધાર અબળનો વિભૂ કરો ઉદ્ધાર
રંક તણા આધાર અબળનો વિભૂ
રાહ નિરખવી ફોકટ શાને કંઇક કરૂં ઉપાય અબળનો૰
તેમાં સ્હાય તમારી હશે તો રંકનું કાર્ય સધાય—અબળનો૰
જળ ભરિ જાઉં સ્વામી મનાવુ શૂભ શુંકન આ થાય—અબળનો૰

**રાગ—સુણો દિલ્હી તખ્ત—એરાહ—૮૫**

હવે બસવું ઘટે ન આ ઠાર પંડિત સત્ય તોડી બેઠારે
જવું જલ્દી મુજ પિયર મોઝાર પંડિત૰
કહું માત પિતાને બધું વૃતાંત પંડિત૰
સાચી થાય જે હતી તેઓને ભ્રાંત પંડિત૰
કીધું વારાંગના સાથમાં ભોજન્ન પંડિત૰
મુને તજી તેને કીધું નીજ તન્ન પંડિત૰

કીધું પૈસા માટે તમે મહા પાપ પંડિત૦
સુણી કરશે કેવા એ પ્રશ્ચાતાપ પંડિત૦
નગ્રમાંહી કરે સૌ જન વાત પંડિત૦
જઈ નિશ્ચય કરૂં હું આત્મઘાત પંડિત૦
હુંથી તમારૂં બુરૂં ન સહેવાય પંડિત૦
રૂડું મર્ણુ આથી જગમાં જણાય પંડિત૦
જઈ ૫રી નાવું આપને અવાસ પંડિત૦
જાઓ લીયો મુખે ગણી કાના ગ્રાસ પંડિત૦
ધિક ધિક જે પુરૂષ રમે જાર પંડિત૦
તેને થજો નકી નરકમાં ઠાર પંડિત૦

**ગૌતમ--** ગજલ—૮૬

કરે જન વાત શું સાચી હશે કે ના કદી હોયે
હતી એકાંત ત્યાં સાહી નથી પેખ્યો મુને કાયે
હશે પેખ્યો નતો કયાંથી બનેલી વાત આજાણે
હતી તે નાયિકા કેના પુરી રીતે શું પીછાણે
જશે ગુરૂ ગ્રહે નારી દશા ત્યાં શી થશે મ્હારી
જવા દેવાયના એને ખરે ખેંચી રહું તેને

**રાગ--છોડી ઘોને શામ પછેડા-એ રાહ--૮૭**

રીસાઓના રસીલી નારી

**કમળા**--છોડો પ્હોંચી છબીલા મારી જાવા દિયો છોડી હાથ
**ગૌતમ**—જવાયે ના પ્રાણથી પ્યારી
**કમળા**--વારાંગના વ્હાલી તમારી તેનો ગ્રહો પ્રીય હાથ.

**ગૌતમ--** સાખી

ચતુરા હું ચૂકયો નથી તુજ વિણ કાથી ટેક

કમળા—સાચી વાત વદે નહીં વ્યભિચારી નર છેક
ગૌતમ—વ્હાલી વદો વેણુ વિચારી
કમળા—કેવી શૉખ લેવી તમારી જાવા દિયો છોડી હાથ
ગૌતમ—છોડો હઠ શ્યામા તમારી
કમળા—મૂકી દોને આ સાડી મારી ફાટી જશે પ્રાણનાથ

સાખી

ગૌતમ-ખાલી વ્હેમ પ્રીયા કરી......તજો નહિં નિજ પ્રાણ
કમળા-તમે વ્હેમ તેવી કરી......તજી નિરદોષી પ્રાણ
ગૌતમ-કરો ભુલ માફ એ મારી
કલંકી નથી તમે નારી રંગે રમો રહિ પ્રાણ
કમળા-ટાળો તમે વ્હેમ નઠારી
તૈયાર છું હું તમ પ્યારી
ગૌતમ—સંગે જમો અહિં પ્રાણ

સાખી

કમળા—સંગે જમીએ સુંદરી લિયો દાસિ કર ગ્રાસ
ગુણિ ગુણિકા હે પતી કરો ભ્રષ્ટતા નાશ
ગૌતમ—ઠઠ્ઠા કરે શીદ તું શાંણી
વ્હાલી કર લે કેમ તાણી
કમળા— ... ... ... ભલે લીધો મમનાથ
ગૌતમ—કેશો વાત કોને ન નારી
કમળા—જાણી લીધી અવનીયે સારી છાની રહે કેમ નાથ
ગૌતમ— ... ... ... રિસાઓ

રાગ—મારા મનમાં તનમાં—એરાહુ—૮૯

કમળા-મારા પ્રાણ થકી પ્યારા પ્રાણ આવો વ્હાવો

સંસારનો લિયો લ્હાણુ
વારાંગના તણા વેષે મનાવ્યા તેથી છો આપ અજાણ્યા મારા
**ગૌતમ**-સત્ય કહો સતી
**કમળા**-પેખી લિયે પતી ગ્રાસ ધરી પાછા તાણ્યા મારા
રિદ્ધિ સિદ્ધિ સૌ અરપી મેં નાથ સ્વામી ગ્રહ્યા પછી ગ્રાસ
વાદ્ય સંગે કીધી રામકથા આપી આસન વિપ્ર પ્રમાણ્યા મારા

**રાગ--સ્હાય સદા શ્રી હરી કરનારા--એરાહ--૮૯**

**ગૌતમ**-વારાંગના વેષે વ્હાલી હતાં તે હું કેમ માનું સત્ય સુંદરી સત્યતે
સાડી જે ઓઢેલી કોર જે ચોઢેલી હીરાએ જડેલી
માણેકે મડેલી કયાં છે પ્રિયાતમ પાસ
સુંદર સાદે વળી રૂડા વાદ્યે કીધી કથા તે શું સત્ય
સુંદરિ સત્યતે વારાં૦

**રાગ--ઉપરનો--૯૦**

**કમળા**—પાતળિયા વદું પ્રીત ધરીને સુદર માનો સત્ય સઘળું સત્યછે
સાડીયો આ ઓડેલી કોરથી ચોઢેલી
હીરાથી જડેલી માણેકે મડેલી પેખો લઇ પતી પાસ
રામકથા તણું પુસ્તક પ્યારા નિહાળો આ રૂડું વાદ્ય
સુંદર વાદ્યછે પાતળિયા
**ગૌતમ**-હા હા પ્રિયા મારી સત્ય કથા તારી સૂણી ગુણીનારી
શંકા ટળી મારી ધન્ય તને ધન્ય
પુર્ણ પ્રયાસ પડયો તુને પ્યારી માફ કરો સૌ સત્ય સુંદરિ સત્યછે
**કમળા**- ... ... ... ... પાતળિયા૦
**ગૌતમ**— **રાગ—કોનું ગુણીયલ ગાન—એ રાહ-૯૧**
કેમ જીતાયા રાય રસીલી કેમ જીતાયા રાય

કપટ ભાવે મ્હેલે તેડાવ્યાં કામથી વ્યાકુળ કાય      રસીલી

**સાખી**

પુંઠે પુંઠે પ્રેમદા આવ્યો હું તમ સાથ
અટકાવ્યો મૂને તહીં પોલીસે ગ્રહી હાથ
પછીની કહોને કષ્ટ કથાય      રસીલી

**કમળા- રાગ-શિવધનુ કઠણ કઠોરરે માઇ-એ રાહ-૯૨**

પ્રાણપતી વીતી વારતા મારી
કહુ હું તમોને લીયો ઉરધારી      પ્રાણ૦
પ્રથમ તમોથી ગઇ હું ઉંપર નિર્ખી નરેશ થયો ભયભારી      પ્રાણ૦
પાછળ પેખું ન દીઠા તમને શોક છવાયો વહુ શું આવારી      પ્રાણ૦
સ્મર શત્રુથી બની વશરાયે શુદ્ધ મતી નિર્ખી નવ મારી      પ્રાણ૦
પ્રણામ પિતાજી કહી દુર ઉંભી તદપી ન માની વિનંતી એમારી      પ્રાણ૦
ક્રોધ કરી મેં કર તરે છોડયો દૂર ગયા રાજન દિલહારી      પ્રાણ૦
વ્યાકુળ કામે થયા નૃપતિને શાંન્ત કિધા સદ્‌બોધે સુધારી      પ્રાણ૦
હરિ ઇચ્છાયે કુમુદ પટરાણી આવ્યાં સુતા તણી વ્હારે એવારી      પ્રાણ૦
શિયળ અસીથી મદન ઘવાઇ રાય તનેથી ગયો દુર હારી      પ્રાણ૦
સ્મર શત્રુત નથી ટળિ જાતાં પુત્રી ગણી અતિ પ્રીતી વધારી      પ્રાણ૦

**ગૌતમ-- રાગ સદર—૯૩**

ધન્ય પ્રિયા શુદ્ધ સદ્‌ગુણિ સારી
વાધે વૃતાંત સુણી સુખભારી      ધન્ય૦
મુજ સમ વ્હેમી મળ્યો પ્રિય તમને
વેઠવું કષ્ટ પડ્યું તુને પ્યારી      ધન્ય૦
વગર તપાસે વિયોગી કરી મેં
વિણ અપરાધે તજી તુને નારી      ધન્ય૦

બળિ તુજ નિણુ કો વિકટ દુઃખ વેઠી
દંપતિ સુખ વધારે આવારી ધન્ય૦
માફ કરી અપરાધ પ્રિયા સૌ
પ્રીતી વધારો વિયોગ વિસારી ધન્ય૦

કમળા--સાથ પધારી ગુરૂને પ્રણમજો
માગજો માફ ગુન્હાની તમારી

ગૌતમ— ... ... ... ... ધન્ય૦

રાગ--હવે કરવું શું મારે--૯૪

કમળા—પત્ર આવ્યો પિયરથીરે

સ્વસ્તી શ્રી કાન્તીપૂર નિવાસી સદ્‌ગુણી પંડિત શાણા કશળ પત્ર૦
ચિરંજીવી અમ પુત્રીબા કમળા દિસો અમોથી દિસાણું કુશળ પત્ર૦
જોગ શ્રી લક્ષ્મી પુરથી લખે છે કુમુદા પત્ર આરે કુશળ પત્ર૦
આશિરવાદે બેન તમારા પુત્ર પ્રસવ થયો મારે કુશળ પત્ર૦
પારણા કેરૂં ત્રીજનું મહુરત પોસ સુદી સોમવારે કુશળ પત્ર૦
તે પર પંડિત સાથ પધારો આનંદનો દિન આરે કુશળ પત્ર૦
જો મમ પુત્રી આવો નહીતો સોગન શ્રી હરીનારે કુશળ પત્ર૦
ભ્રાત તમારાને આવી રમાડો હર્ષ થશે મુને ત્યારે કુશળ પત્ર૦
શું લખું તમને સમજુ છો શાણાં એજ લખે કુમુદારે કુશળ પત્ર૦
યાદ કરે છે સ્વામી અમારા આવો પંડિત સંગ યાંરે કુશળ પત્ર૦

ગૌતમ— રાગ—જગતમાં જાહેર--એ રાહ--૯૫

પત્ર આ કુમુદા તણેથી વ્હેમ તો નિશ્ચે ટળ્યો
તે સાથ રાજન સહી તણો બીજો પુરાવો વધુ મળ્યો

ગીતી.--૯૬

કમળા--આગ્રહ છે તો સ્વામી શિઘ્ર જવાને તૈયારી કરવી

**ગૌતમ**—મારા ગુરૂની માગી સફળ છીંદગી સંસારે કરવી

**ભાગીરથી**— **રાગ-અરર આવ્યો જબર—૯૭**

અહાહાહા દીસે આનંદ દિન આજ
પ્રીતેથી પધાર્યા રૂડા જમાઇ રાજ અહા૦
દંપતીમાં સુખ પેખી સૂઝી થવાનું
માતા પિતાનું થયું શુભ કાજ
દુર થયું સંકટ વાદળ શિર પરથી
શ્રી હરીની સ્હાયે રહી સૌ લાજ અહા૦
ચાલો આમંત્રણ આવ્યું રાજનનું
પંદિત પધારો તમે હમણાંજ
યાદ કરે રાયશ્રી પુત્રી જમાઇને
પારણું બંધાવા કુંવર શ્રીને કાજ અહા૦

**રાગ—સ્વામી મનાવા-એ રાહ—૯૮**

**કુમુદા સુંદરી, ભાગીરથી, કમળા, ચંદ્રાગૌરી, તારામણી**—
વ્હાલા કુંવર શ્રી પોઢશેરે રૂડે પારણિયે
બેની લ્યો હાથમાં દોરી રસીલો કુંવર૦
પોઢશેરે રૂડે પારણિયે

**કુમુદા**—કમળાબા કહો તમે કાનમાંરે રૂડે પારણિયે
નીતીવંતા થજો વિરા … … … છબીલો કુંવર૦

**કમળા**— **સાખી**

સદ્‌ગૂણી શુભ લક્ષણા થજો સુબુદ્ધિ બાળ
યશકિર્તીવંતા તમો વિભૂ લીયે સંભાળ

**ભાગીરથી**—કોમળ કર શીરે ફેરવોરે રૂડે પારણિયે
**કુમુદા**—આ છે તમારા વિરા રસીલો કુંવર૦

## સાખી.

પ્રજા પુત્ર પુત્રી સમી નૃપતીને કહેવાય
પત્નીવ્રત નિજ પાળતાં રાજ્ય કદી નવ જાય
ઘોને એની શીખ સાનમાંરે રૂડે પારણિયે
બુદ્ધિવંતાં થજો બાળા રસીલો.

તારામણી—
મધુરમણી—
ચંદ્રામણી—

## ગરબો—૯૯

ચાલો સાહેલી સૌ સાથે મળીને
કરિયે માતૂને પ્રણામ સાહેલી૦
શિયળ સાચવો આરે સંસારમાં
સ્હાયે થઇ માતૂ શિયળ કઠીના
ચૂકાવે એજ સૂખકારી સાહેલી૦
ધર્મ પતીવ્રતા એ સાચો સતીનો
ધિકકાર છે વ્યભિચારી સાહેલી૦
નીચું નિહાળી નારીએ ચાલવું
કૂદ્રષ્ટી કરવી ન કયાંઇ સાહેલી૦
લજ્જા વડીલની શામા સંભાળવી
મૂખે વદો ન કડું વેણ રસીલી શીયળ૦
નિતી મારગડે રમીયે સંભાળથી
સૂણો કૂનિતીનું ન કેણ છબીલી શીયળ૦
સ્વામી હુકમને શીરે ચઢાવવો
હોય ભલે દુઃખકારી સાહેલી શીયળ૦
શણુગાર શાણી ધરિયે શીયળનો
એ છે સદા સૂખકારી છબીલી શીયળ૦

સ્નેહે સાહેલી માતુ અંબાને પૂજીયે
કુમકુમ અક્ષત સાથે રસીલી૦
પ્રેમેથી ધૂપ દીપને વેધ ધરિયે
પુષ્પો ચઢાવિ માતૂ માથે રસીલી૦
કપૂરે આરતી કોડેથી કરીને
પુર્ણ પુજા સૌ કીજે છબીલી૦
નમીએ માતૂને સ્નેહ નજરથી
પ્રીતે ઓવારણાં લીજે સાહેલી શીયળ૦

૧૦૦

આશું સખી રૂડો ચંદ્ર જોઈયો
શાણી સાહેલી સાથે રમી ઘયો આશું૦
સંગે રમો, નેહે નમો, દુઃખ દમો, શોક શમો,
શુદ્ધ ધરો પ્રભૂ પ્રેમ તમો આશું૦
શિયળ સદગૂણુને ધારી વધારો હર્ષ આવારી
ઉત્તમ ઔષધ જીવન જગમાં
પ્રભૂ સ્મરણ છે એવું તજમાં
સાચવી શ્રી હરી સ્મરી સ્મરી દિલ ડરી
ધ્યાન ધરો પાપ હરો પ્રીતિ કરો ચિત્ત સ્મરો
શીયળ સાચવી સાહેલીયો આશું૦

## સાખી

ચંદ્ર વિના જ્યમ ચાંદની જળ વિણુ જેવું મીન
સ્વામી વિણુ સંસારમાં શશિ વદની સુખ હીન
એક પત્નિ વ્રત પુરૂષને ઉજ્વળતાનું સ્થાન
શિયળ સતી સણુગાર છે સત્ય પ્રભુનું ધ્યાન
નિયંતા નાથનું નિત્યે કરો શાણી સ્મરણુ ચિત્તે

શિયળ બેલી શ્રી હરી સાચા અન્ય વિચારો સરવે કાચા
એજ છે આપણો સર્વનો તારક
ભાવે ભજો શોક તજો સૂશણગાર સ્નેહે સજો
સત્ય ગણો ઉર શામળીયો આશું૦

**કામસીંહ**—હે દેવી શ્રી અંબિકા માતૂ મને માફ કરજે, મેં આ તારી કમળા પ્રત્યે પાપવૃત્તી કીધી હતી અરે મારી વહાલી પુત્રી કમળા, અરે મારી બેન કમળા અરે મારી શિક્ષા ગુરૂ કમળા મેં પાપીએ તારા પ્રત્યે ખરાબ વર્તણુંક ચલાવી તેને માંટે માફી આપ અરે કૃપા સિંધૂ પરમેશ્વર મારા કુકર્મ કરવા ધારેલા વિચારને આપે કમળા બેનના હ્રદયમાં શુંદ્ધ મતી પ્રેરી હઠાવી દીધો. અહો હું પાપીનો શી રીતે ઉદ્ધાર થશે. હે દેવી હું દુષ્ટને શસ્ત્રથી કેમ પૂરો કરતી નથી. હે પૃથ્વીમાં તું મારા જેવા અન્યાયી નૃપને શા માટે દાબી દેતી નથી, રાજાઓને પ્રજા પ્રત્યે બેટા બેટી તરીકે વર્તવું જોઇએ તેના બદલામાં મારા જેવા પાપીઓ, તેજ બેટાબેટીઓ પ્રત્યે અધમ નજરથી જૂવે તો પછી ન્યાય કયાં રહયો હે હરી મને માફ કર, જ્યારે વાડ ખેતરને ખાય ત્યારે ત્યાં અનાજની શી આશા રખાય રાજાઓ પ્રજાને પાળવાના બદલામાં પીડા કરે તો પછી શું રહ્યું હે પરમેશ્વર હે પરમ પીતા હું અપરાધીનો ગુન્હો માફ કર. હે ભાઇઓ મારો દાખલો લઇ, એક પત્નીવ્રત પાળો, હે બેનો તમે પણ કમળાનો દાખલો લઇ શુદ્ધ શીયળ પાળો.

**સર્વ પાત્રો**— ૧૦૧

નમિયે રમિયે જમિયે સ્તવિયે
સુખદ ગણી સંસાર
જય જય જય વિભુજ ગદાધાર
કલા વ્યાપિ સૌ સ્થળ મોઝાર

તનમાં મનમાં ધનમા વનમાં
ત્યાં પણ તું કરતાર નમિયે૦
અમ્બિકા ધિક ઉર હર્ષ વધારી
પ્રણામ કરિયે વારંવારી
પ્રેમે નેમે સ્મરિયે એવી
શુદ્ધ મતી દ્યો સાર નમિયે૦
કમળા વિજય થયો શિળવ્રતથી
રાય નમાવ્યા વચનામૃતથી
વ્હેમી સ્વામીને વશ કીધા
તે સૌ તુજ ઉપકાર નમિયે૦
ભર્ત્ત ભુમીમાં ભકત દયાળ
ત્રાતા દાતા તું ભય ટાળ
આપો સુમતી કાપો કુમતી
સૃષ્ટી સુખ કરતાર નમિયે૦



# શ્રી હરી

## અગાઉથી ગ્રાહક થનારનાં નામ.

### ઉનાવા.

૨૫ વૈદ્ય દયાશંકર ગણુપતરામ
૨ રા. નાથાલાલ મુળજીભાઇ
૨ રા. ચુનીલાલ છબિલદાસ
આસિ. માસ્તર એંડોર.
૨ રા. ચુનીલાલ પ્રભાશંકર
૨ શા. ભુદરભાઇ વસ્તારામ
૨ રા નારાયણજી છગનલાલ
૪ રા. ત્રંબકલાલ દુર્લભરામ
૨ રા. દામોદર નારાયણજી
૨ રા. હિમતલાલ મોહનલાલ
૨ રા. મણિશંકર મોહનલાલ
૨ ઠા. અમૃતલાલ નાથાલાલ
૨ પા. મોતીભાઇ ઘેળીદાસ
૨ પા. ત્રીભોવન બાજીદાસ
૨ પા. કાળીદાસ માધવજી
૨ બારોટ છોટાલાલ વાઘજી
૨ સુતાર પીતાંબર પાનાનંદ
મીયાં સલ્લુભાઇ સમર્થભાઇ
૨ સોની, જેઠાલાલ ગોપાળ
૨ રા, કેશવલાલ હીમતરામ
૨ કંદોઇ મણીલાલ મગનલાલ
૨ પંચોળી પ્રાણુજીવન પ્રભાશંકર
૨ પચોળી શંભુરામ ગણુપતરામ
૨ રા. પ્રાણુશંકર જેશંકર
૨ પા. મંછાભાઇ બાભઇદાસ

### મહેસાણા

૫ સોની ચુનીલાલ ભુદર દાસ

### બારવા-વઢવાણ.

૫ સોની ચુનીલાલ અંબારામ

### સાદરા

૧ કંસારા સાંકળચંદ છગનલાલ

### સિદ્ધપુર

૨ ઠા. શંકરલાલ નથુરામ
૨ ઠા. બાબાલાલ કાશીરામ

### અમદાવાદ

૧ ભટ અંબાલાલ સાંમળદાસ
૧ કડિયા સોમનાથ ધનસાહ